realpatidar.com




realpatidar.com

Link: http://www.realpatidar.com/library
email: mail@realpatidar.com

Real Patidar
Unravel Truth
Digitally signed by realpatidar.com
DN: cn=realpatidar.com,
o=realpatidar.com,
email=mail@realpatidar.com
Reason: I have reviewed this
document
Date: 2025.05.08 13:11:36 +05'30'




You can resize and move this box in any PDF Application like Adobe Acrobat Reader.

No specific pages. See whole book.

realpatidar.com





*** માસિકના નિયમો ***

- દર અંગ્રેજી મહિનાની ૧૫મી તારીખે પ્રગટ થશે.
- વાર્ષિક લવાજમ દેશમાં રૂ. ૧૦), પરદેશમાં શિલિંગ ૨૦ અને છૂટક નકલ કિંમત ૭૫ પૈસા. આજીવન સભ્ય ફી દેશમાં રૂ. ૧૦૧) પરદેશમાં રૂ. ૧૨૫) નવા ગ્રાહકોનું લવાજમ તા. ૧લી જાન્યુઆરીથી અથવા તા. ૧લી જૂનથી ચાલુ રાખવામાં આવશે.
- પત્ર-વ્યવહાર કરતી વખતે ગ્રાહક નંબર તેમજ પોતાનું પુરેપુરું સરનામું લખવું જરૂરી છે.
- કોઈ પણ લેખ વિશેની જવાબદારી લેખ મોકલનારના શિર પર રહેશે.
- લેખ હંમેશાં સારા અને સુવાચ્ય અક્ષરે કાગળની એક બાજુ લખી મોકલવા.
- લેખ પરત મેળવવા ઇચ્છતા લેખકોએ જવાબી ટીકીટ ખર્ચ આપવાનું રહેશે.
- કોઈપણ લેખક ભાઈ અગર બહેન પોતાનો લેખ છપાવવો જ જોઈએ એવો આગ્રહ રાખી શકશે નહિ.
- દરેક ગ્રાહક મિત્રો તેમનાં બાકી રહી ગયેલાં લવાજમો વહેલી તકે મોકલી આપે.
- "જાગૃતિ" આજીવન સભ્ય તેમજ જૂના કે નવા વાર્ષિક ગ્રાહકો જેમને માસિક નિયમિત ન મળતું હોય, સરનામું બરાબર ન હોય, અગર બીજું કંઇ પણ સૂચન હોય તો કાર્યાલય પર તુરત જ પત્ર લખી જણાવે તેવી નમ્ર વિનંતી છે.

**સંપાદક મંડળ :**

શ્રી વિશ્રામભાઇ એન. પટેલ -પ્રકાશક

શ્રી. નાનજીભાઈ કે. પટેલ -આદ્યતંત્રી

શ્રી. કાન્તિભાઈ કે. પટેલ -તંત્રી
બી. એ.

શ્રી. વાડીભાઈ કે. પટેલ M. A. B. Ed.
સહતંત્રી : જાગૃતિ

**: સંપાદકો :**

શ્રી. રતિભાઈ એલ. પટેલ M. Sc.
તલોદ.

શ્રી શામજીભાઇ એસ. પટેલ
વડાગામ

ડૉ. ધનજીભાઈ કે. પટેલ
જી એફ. એ. એમ., એલ. એમ. પી.

ડૉ. હંસરાજ એમ. પટેલ M.B.B.S.

શ્રી ગોવિન્દભાઈ વી. પટેલ M. Sc.

શ્રી અરજણભાઇ વી. પટેલ, એદલપુરાકંપ

શ્રી પ્રેમજીભાઇ એ. પટેલ, ધનસુર

શ્રી. રતિલાલ એમ. પટેલ

શ્રી. વિઠ્ઠલભાઈ કે. પટેલ

શ્રી ચંદુલાલ વી. પટેલ

realpatidar.com

realpatidar.com





આદ્ય સુધારક અને પાટીદાર સમાજને જાગૃત કરનાર

**પટેલ નારાયણભાઈ રામજીભાઈ લીંબાણી**

**[ વીરાણી-કચ્છ ]**

-: જન્મ:- સંવત ૧૯૨૯ વૈશાખ પૂર્ણિમા

-: સ્વર્ગવાસ :- સંવત ૧૯૯૭, આસો વદ ચૌદશ

realpatidar.com

realpatidar.com

# અનુક્રમણિકા



realpatidar.com

realpatidar.com

॥ જય યોગેશ્વર ॥

# તંત્રીસ્થાનેથી

## વિદ્યાર્થીઓના ત્રણ ગુરુ

શ્રી રવિશંકર મહારાજ

દેશની ઉન્નતિનો આધાર બાળકોને મળતી સાર્વત્રિક કેળવણી ઉપર છે. બાળકના ઘડતરની જવાબદારીનો સાચો પાયો માતા છે. નવ માસ સુધી માતા પોતાના ઉદરમાં બાળકને રાખી અનેક કષ્ટો વેઠે છે. યૌવન કે સૌંદર્યની પરવા માતા નહીં કરે. પોતાના બાળકને સ્તનપાન કરાવતાં તે અંતરનુ પ્રેમદાન કરાવે છે. તેને નુકશાન ના થાય તે બાબતનું પૂર્ણ ધ્યાન રાખે છે. ભીનામાંથી સૂકામાં સુવાડી તેના સ્વાસ્થ્યનું હરપળે જતન કરે છે. બાળકના શરીરની કેળવણી આપનાર માતા સર્વ પ્રથમ ગુરુ છે. બાળકના શરીરના પ્રત્યેક અંગની સાચી કેળવણી માતાજ આપે છે. બાળકનું શરીર તંદુરસ્ત રહે તે માટે માતા તેને ટટ્ટાર બેસતાં શીખવે છે બાળકની પહેલી શાળા ઘર છે અને પહેલા ગુરુ માતા છે. પા પગલી ચાલતાં બાળકના પગ ઘસાય નહી તેમ ચાલવાની ટેવ માતા જ પાડે છે. આંખની કેળવણી પણ માતા જ આપે છે. આંખો ખુલ્લી રાખી સંપૂર્ણ અને સ્પષ્ટ નિરીક્ષણ દૃષ્ટિ તે કેળવે. આંખ એવી રીતે કેળવાય કે તેને સારું અને સ્વાસ્થ્યપ્રદ જોવાનું જ દિલ થાય. સારી વસ્તુને સારી રીતે નિહાળવાની દૃષ્ટિ માતા ખીલવે છે સાચી સૃષ્ટિનું નિર્માણ સાચી દૃષ્ટિ જ કરી શકે છે ને ?

હાથની કેળવણી પણ માતા જ આપે છે. કઈ વસ્તુને કેમ પકડવી એનું જ્ઞાન માતા આપે છે. રસોડામાં કે વિજ્ઞાનના પ્રયોગોમાં હાથની કેળવણી ખૂબ ઉપયોગી બને છે. કાનની કેળવણી પણ માતા જ આપે છે કાન સત્યને સાંભળે આદર્શ અને નીતિની વાતોને સાંભળવા આતુર રહે સમાજમાં ઉચ્ચારાતી વાણીમાંથી સારાનરસાનો ભેદ કાન પારખી શકે કાન સારું સાંભળતાં ટેવાઈ જાય તો નરસું, નિરર્થક અને ભ્રષ્ટ શ્રવણથી દૂર રહેશે. સૌથી વધુ ઉપયોગી કેળવણી જીભની છે, તેથી માતા જીભની કેળવણીમાં વધુ ધ્યાન આપે છે. પોતાના દિલના ટુકડાને માતા સમજાવે છે કે કેવું બોલાય અને કેવું ના બોલાય. સત્ય, મધુર અને પ્રિયભાષી સહુના હૃદયમાં સ્થાન મેળવે છે, જ્યારે અસત્ય અપ્રિય અને કર્કશ બોલનારા સમાજનું અહિત કરે છે, એવું બાળક માતા પાસેથી શીખે છે. જીભ સાચું અને

realpatidar.com

realpatidar.com

સારું જ બોલવા ટેવાય અપશબ્દ તો ભૂલમાં પણ ન બોલે ઉભને જેમ સત્ય, મધુ અને મિતભાષી થવાનું માતા શીખવે છે તેમ ખોરાકની બાબતમાં પણ માતા સજાગ રહે છે પેટમાં પાચન થાય તેટલું જ ખાવાની માતા સલાહ આપે છે. સ્વાસ્થ્યપ્રદ ખોરાક ખૂબ ચાવીને ખાતાં માતા શીખવે છે કે ભૂખ વિના ભોજન કરવું નહિ બજારમાં અને લારીમાં મળતી ચટાકેદાર વસ્તુઓ ખાવાની ટેવ કદી નહીં પાડવી.

જે અન્ન લોહી બનાવે, તંદુરસ્તી વધારે, તન અને મનને દૃઢ બનાવે તે જ લેવાની ટેવ કેળવવી જોઇએ બહારની ચીજો ખાવાને બદલે ઘરની જે વાનગી માતા પ્રેમપૂર્વક આપે તે ખાવાથી જ તંદુરસ્તીનું જતન થાય છે. બજારમાંથી મળતાં વસ્તુઓને પૈસા સાથે નિસ્બત છે, પ્રેમ સાથે નહિ માતાના સ્નેહાળ હાથથી મળતી વસ્તુઓમાં દિલનો પ્રેમ સાથે નહિ. માતાના સ્નેહાળ હાથથી મળતી વસ્તુઓમાં દિલનો પ્રેમ અને તંદુરસ્તીનું ટોનિક છે. આ સિવાય બાળકનું સ્વાસ્થ્ય કેળવાય એ રીતે તેને રમતાં પણ શીખવવું જોઈએ રમત દ્વારા તેનાં અનેક અંગોને સુદૃઢ બનવાની કેળવણી મળે છે. અંગ વિકાસ અને ચપળતાના ગુણો રમતથી સારી રીતે ખીલે છે. બાળકમાં ભાષાની શુધ્ધિ અને સ્વચ્છતા તરફ પણ માતા લક્ષ આપે છે પોતાને ત્યાં આવનાર અતિથિનો સત્કાર કરતાં શીખે, વાણીની સૌમ્યતા અને સુંદર વર્તનની આવડત કેળવે અને પોતાને ત્યાં આવનાર વ્યકિતને પ્રસન્ન રાખવાની આવડત કેળવે તે તરફ પણ માતા લક્ષ આપે છે. આમ બાળકનાં સર્વ અંગોનો સાચી તાલીમ આપનાર માતા બાળકનો સાચો અને શ્રેષ્ઠ ગુરુ છે.

બીજો ગુરુ 'પિતા' છે પોતાના પુત્રના કામને પ્રોત્સાહિત કરી આગળ ધપાવવાનું કામ પિતાનું છે. તેઓ પોતાના બાળકને સ્વાસ્થ ચિત્રો પોતાના ધંધાનો ખ્યાલ આપે છે. ધંધાનું આયોજન અને પરિણામ પણ સમજાવે છે. પુત્રના સારા કામથી પ્રશંસા કરી તેનામાં ધગશ વધારવાનું કામ પિતાજીનું છે.

બાળકનો ત્રીજો ગુરુ 'આચાર્ય' છે

શારીરિક સ્વસ્થતાની કેળવણીનો કક્કો ઘૂંટયા પછી તેનામાં સુવિચાર જાગ્રત થાય, સંસ્કાર અને જ્ઞાનગંગા વહેતી થાય તે માટે તેને શાળામાં મોકલવામાં આવે છે.

શિક્ષકનું કામ સુસંસ્કાર અને સુવિચારનું સિંચન કરવાનું છે, જેનાથી બાળક લોકોપયોગી પણ બના શકે જ્ઞાનનું અને ભકિતનું ભાથું આપનાર સંત અને સેવાનો લાભ આપનાર જ્ઞાની અતિથિ પણ ગુરુ સમાન જ છે



realpatidar.com

realpatidar.com

## * સીગારેટ પીવા માટે ફાંસીની સજા

સ્પેનમાં સૌથી પ્રથમ સીગારેટ પીનાર વ્યક્તિને ફાંસીએ ચડાવવામાં આવી હતી. અંગે એક ખૂબજ રમુજી તથા સત્ય ઘટના બની હતી.

'નવી દુનિયા' શોધનાર કોલંબસ સાથે રોડ્રિગો નામનો એક ખલાસી ગયો હતો. હજારો માઇલ દરિયામાં ઘૂમીને જ્યારે તે સ્પેન પાછો આવ્યો ત્યારે તેની પત્ની, પતિને સુખરૂપ પાછો આવેલો જોઇને રાજી થઈ, તેણે એક મોટી મીજબાની આપી, એ મિજબાનીમાં ભાગ લઇને હજારો માઇલના પ્રવાસથી ક્લાંત બનેલા રોડ્રિગોએ સિગારેટ બનાવીને સળગાવી, સિગારેટમાંથી ગોટેગોટા ધુમાડા નીકળતા હતા અને રોડ્રિગો તો આરામથી પડયો હતો. ત્યાં તેની પત્ની આવી ચડી પોતાના પતિના નાક અને મોંમાંથી નિકળતો ધુમાડો જોઇને તે ધ્રુજવા લાગી આરામના વખતે સિગારેટ પીવાની ટેવ રોડ્રિગો રેડઇન્ડિયનો પાસેથી સીખ્યો હતો. રોડ્રિગોના પત્ની સત્વર પોલિસ સ્ટેશને દોડી ગઈ અને પોતાના પતિને ભૂત વળગ્યાની ફરિયાદ કરી રોડ્રિગોને પોતાની કેફિયત રજૂ કરવાની તક આપ્યા સિવાય સત્તા વાળાઓએ તેને દેહાંત દંડની સજા કરી. સ્પેનમાં તે વખતે એવો કાયદો હતો કે ભૂતપલિત વળગે તેને, કે જાદુ કરે તેને દેહાંત દંડની સજા થાય આમ બિચારે રોડ્રિગો પોતાની પત્નીની મૂર્ખાઇને લીધે માર્યો ગયો.

પટેલ વિનોદકુમાર જીવરાજભાઇ (રામાપીરકંપા)

●

## * આપણા જીવનની ત્રણ ભૂલો

—આપણા જીવનમાં આપણે સૌથી મોટી ભુલ તો એ કરીએ છીએ કે આપણને આપણી ભૂલ દેખાતી નથી.

—આપણા જીવનની બીજા નંબરની ભૂલ એ છે કે ભૂલ સમજયા પછી આપણે તેનો સ્વીકાર કરતા નથી.

—આપણા જીવનની ત્રીજા નંબરની ભૂલ એ છે કે ભૂલ કબૂલ કરવા છતાં એ ભૂલને સુધારી લેવાનો આપણે પ્રયત્ન જ કરતા નથી.

જો ઉપરની ત્રણે ભૂલોને સુધારીને આપણા જીવનને આગળ વધવા દેશું તો વડીલો તથા મિત્રો આપણું જીવન સુખ અને આનંદમય પસાર થશે.



realpatidar.com

realpatidar.com

# =* વિદ્યાર્થીઓ આટલું અવશ્ય કરે. *=

રમણલાલ એમ. પટેલ
રાજપુરકંપા

૧ દરરોજ પ્રાતઃકાળે પાંચ વાગે ઊઠો.
૨. દરરોજ સવારે નિયમિત હાજતે જાઓ.
૩. તમારા દાંતને દાતણથી બરાબર સાફ રાખો.
૪. તમારા શરીરે માલિશ કરી સ્નાન કરો.
૫. હંમેશાં પવિત્રને ઉચ્ચ વિચારો કરો.
૬. સાત્વિક આહાર અને સાદું જીવન જીવતાં શીખો.
૭. જીવનની જરૂરિયાતો ઓછી કરો અને સાદાઇથી રહેતાં શીખો.
૮. તંદુરસ્તી જાળવવા આસનો, સૂર્ય નમસ્કાર, યોગાસન અને બીજા વ્યાયામ દરરોજ કરો.
૯. બહારનાં બજારૂ ખાણું પીણાં, સિનેમા અને ખોટી ફેશનોનો ત્યાગ કરો.
૧૦. તમારાં કપડાં સ્વચ્છ રાખતાં શીખો.
૧૧. તમારા આહારમાં બને તેટલા વધુ શાકભાજી અને ફળ લો.
૧૨. ગમે ત્યાં થૂંકો નહિ.
૧૩. વડીલોનું માન રાખો.
૧૪. અપશબ્દો બોલો નહિ.
૧૫. રસ્તે ચાલતી વખતે હંમેશા ડાબી બાજુએ ચાલો.
૧૬. વડીલોને દરરોજ પ્રાતઃ કાળે પ્રણામ કરો.
૧૭. દરરોજ રાત્રે બારી બારણાં ખુલ્લાં રાખી ઠંડા પાણીએ હાથ પગ ધોઇ ચોખ્ખી પથારીમાં શયન કરો.
૧૮. દરરોજ છથી સાત કલાક કરતાં વધુ ઉંઘ ન લો.
૧૯. દરરોજ સવારે ઠંડા પાણીથી સ્નાન કરો.
૨૦. તમે તમારા આત્મા તરફ વળો અને તમારા આત્માનું પાલન કરો.
૨૧. દરરોજ ગીતાનું અધ્યયન કરો
૨૨ દરરોજ રાત્રે સૂતા પહેલાં પોતે કરેલા કાર્યની નોંધ લેતાં શીખો.
૨૩. ઋતુ ઋતુનાં ફળ પ્રમાણમાં ખુશીથી ખાઓ.



realpatidar.com

realpatidar.com

૨૪. જમવા બેસો ત્યારે શાંતિથી જેમજો, ચાવી ચાવીને ખાજો, જેમ તેમ કોળિયા ગળામાં ઉતારશો નહિ. જમ્યા પછી કોગળા અવશ્ય કરશો જેથી દાંતમાં ભરાઇ રહેલા ખોરાકના કણ બહાર નીકળી જાય.

૨૫. કોઇના પોશાકની નકલ ન કરશો, અથવા તેવો જ પોશાક પહેરવાનો આગ્રહ વડીલો પાસે ન કરશો.

૨૬ જો તમે ખંતપૂર્વક અભ્યાસ કરશો તો સારા માર્કસ મેળવશો અને મહાન પુરૂષોના જીવન ચિરત્રો વાંચી તેનો સાર ગ્રહણ કરશો તો તમે નેતા બનશો.

# વસુધૈવ કુટુમ્બકમ્

વિશ્વાસ વગરનું વિશ્વ નહિ અને પ્રેમ વગરનો પરિવાર નહિ. અને જ્યાં વિશ્વાસ અને પ્રેમ છે ત્યાં સમગ્ર વિશ્વ તમારો પરિવાર બની જાય છે અને વિશ્વ-કુટુંબનો આત્મભાવ પ્રગટે છે. ભારતે વર્ષોથી આવો આત્મભાવ આત્મસાત કરેલ છે. તેના સંત-મહંતો અને ઋષિમુનિઓનાં જીવન આ સત્યનાં પ્રત્યક્ષ દ્રષ્ટાંતો છે.

આવા જ એક સંતની વાત છે. તે અમેરિકા જઇ રહ્યા હતા. તેમનું વહાણ બંદર પર લાંગ્યું બધા ઉતારુઓ સામાન લઇને ટપોટપ ઉતરવા માંડયા અને તેમના સ્વજનોને ભેટીને આવકારવા માંડયા. પરંતુ પેલા સંત તો એકલા શાંતિથી ઉભા હતા.

ત્યાં તો એક અમેરિકન સ્ત્રી તેમની સમક્ષ આવી ઉભી અને બોલી " આપ કયાંથી પધારો છો ? "

સંત : " હું ભારતથી આવું છું "
સ્ત્રી : " આપનાં કોઈ સ્વજનો અહીં નથી ? "
સંતે વિશ્વાસપૂર્વક કહ્યું : છે ને. " અને પછી પ્રેમથી ઉમેર્યું
" આપ પોતે જ. "

વિશ્વાસ અને પ્રેમથી ઉચ્ચારાયેલા આ શબ્દો કેવળ ઔપચારિક વચનો ? ન હતાં પરંતુ સામો આત્મભાવ પ્રગટ કરતી અંતરની વાણી હતી. અને તે પેલી અમેરિકન સ્ત્રીના હૃદયને સ્પર્શી ગઇ. તેણે ઊંડો આત્મભાવ અનુભવ્યો અને તે સંતને પોતાને ત્યાં લઇ ગઇ. સંત તેના કુટુંબના સ્વજન બની ગયા.

પ્રેમથી આ પરદેશી સ્ત્રીનું હૃદય જીતનાર અને વિશ્વ કુટુંબની ભાવનાને ચરિતાર્થ કરી બતાવનાર આ ભારતીય સંત હતા. સ્વામી રામતીર્થ.



realpatidar.com

realpatidar.com

# યોગ અને વિજ્ઞાન

મોહનલાલ કરમશી પટેલ
ઘાટકોપર, મુંબઈ
એસ. એસ. સી.

જ્ઞાન એ એક શકિત છે. જેટલું જેટલું કોઇ જીવન, ચિકિત્સા, વેપાર રાજનીતિ વગેરે સંસારના વિભિન્ન વિષયોમાં વિશેષજ્ઞ બનતો જાય છે. તેટલી જ તે વ્યકિત તે ક્ષેત્રમાં મહારથી બનતી જાય છે. જેને અંગ્રેજીમાં ઓથોરીટી (Authority) કહેવામાં આવે છે. સંસારના વિવિધ ભૌતિક વિષયો સંબંધી વિશેષ જ્ઞાનને જ વિજ્ઞાન કહેવામાં આવે છે કહેવાય છે કે આવશ્યકતા આવિષ્કારની જનની છે. મનુષ્ય જેટલો વધુ પ્રમાણમાં સુખ સુવિધા ભોગવતો ગયો તેટલો જ વિવિધ પ્રકારના દુઃખોનો ઉપદ્રવ વધ્યો અને ભૌતિક વિજ્ઞાનના વિવિધ ક્ષેત્રોમાં પણ અનેક અવિષ્કારની વૃદ્ધિ થતી ગઇ છે. શરીરના બીમારીઓ દૂર કરવા અનેક નવી નવી દવાઓની શોધ, વિભિન્ન દેશો વચ્ચેના અંતરોને ઘટાડવા અવરજવર માટે કે વાતચીત કરવા માટે નિત નવા સાધનોની શોધ, દિન પ્રતિ દિન વધતી જતી જન સંખ્યાને કારણે વિજ્ઞાન અને ટેકનોલોજીએ તેને રહેવા, ખાવા પીવા. પહેરવા માટે અનેક વસ્તુઓ પ્રાપ્ત કરાવી. અન્ય પાસાંઓ સંબંધી સમસ્યાઓના સમાધાન માટે કોમ્પ્યુટર, સ્વયં સંચાલીત મશીનો, ખાદ્ય પદાર્થોનુ ઉત્પાદન વધારવા અનેક નવા યંત્રો તથા ચાંદતારાના શોધખોળ માટે યંત્રો, રોકેટો વગેરે અનેકાનેક ચીજોની શોધખોળ દિન પ્રતિ દિન થતી રહી છે વિજ્ઞાનની આવી અનેક શોધખોળને કારણે માનવજીવનમાં અનેક પ્રકારનું સુખ પ્રાપ્ત થયુ છે, જાણે કે ધરતી પર સ્વર્ગ આવી ગયું છે. આજનો યુગ એ વિજ્ઞાનયુગ છે. એટલે આજનો માનવી પ્રત્યેક વાતને વૈજ્ઞાનિક ઢંગથી જ જાણવાને સમજવા ઇચ્છતો હોય છે. અને ખરું કહું તો સવારે ઉઠવાથી રાત્રે સુતા સુધી મનુષ્યનું જીવન સંપૂર્ણ રીતે વિજ્ઞાન પર આધારીત છે, પણ એ તો ચોકકસ છે કે ભૌતિક વિજ્ઞાનની ચરમસીમા સુધી પહોંચવાના કારણે આ મશીન યુગમાં માનવીનું જીવન પણ એક મશીનની જેમ ચાલતું નજરે પડે છે. જે દેશોમાં વિજ્ઞાનનો વિશેષ પ્રભાવ છે. ત્યાંના લોકો આ પ્રકારનાં યાંત્રિક જીવનથી પણ કંટાળી ગયા છે. અને જીવનમાં સર્વ પ્રકારનાં ભૌતિક સુખો હોવા છતાં તે અંદરો અંદર સૂક્ષ્મ રીતે માનસિક સુખની ભૂખથી પીડાઈ રહ્યો છે. તે આત્મિક સુખ ઇચ્છે છે. જીવનમાં સાચી શાંતિ ઇચ્છે છે. પરંતુ શું ભૌતિક વિજ્ઞાન આ આંતરિક સુખ શાંતિ આપવા સમર્થ છે ખરું ?

અનુભવ કહે છે કે દુઃખદાયી વાતો અને વિચારોથી થોડા સમય માટે કેટલીક દવાઓથી મુકિત પ્રાપ્ત કરી શકાય છે. પરંતુ સ્થાયી સુખશાંતિ માટેની ઘણા સમયની



realpatidar.com

realpatidar.com

જે આત્મિક ભૂખ છે, એ મટાડી શકાતી નથી. એ ભૂખ મટાડવા માટેના જ્ઞાનની ખામીનો સર્વ વૈજ્ઞાનિકો અનુભવ કરે છે. પરંતુ કોઇ તેનો નિચોડ પ્રાપ્ત કરવા જેટલા સમર્થ બન્યા નથી. એટલા માટે ઘણાયે પ્રાશ્ચાત્ય દેશોમાં કેટલાય લોકો નોબેલ પ્રાઇઝ વિજેતાઓ, વૈજ્ઞાનીકો ફિલ્મ અભિનેતાઓ, ધનાઢયો, વ્યાપારીઓ એવા અન્ય અનેક વર્ગના લોકો માનસિક દુઃખ અશાંતિમાંથી મુકત થવા માટે જીવઘાત પણ કરતા હોય છે પ્રાશ્ચાત્ય દેશોના એવા કેટલાય નવયુવકો એવા યાંત્રિક જીવનથી મુકત થવા હિપ્પી મતને અપનાવી પોતાનું જીવન વિષય ભોગ અને માદક દ્રવ્યોના સેવનમાં બરબાદ કરી રહ્યા છે. રોજબરોજ થતાં ગોળીબાર હવાઈ જહાજના અપહરણો, રાજકીય તંત્રોની ફેરબદલી, ભાંગફોડ કરીને આંતરરાષ્ટ્રીય સંપતિને નુકશાન પહોંચાડવું વગેરે કૃત્યો માનસિક આંતરિક અશાંતિનાં પ્રતિક નહીં તો શું ? આવી પરિસ્થિતિમાં દમન માટે ગેસરોલ જેવા અન્ય અનેક પ્રકારના સાધનો બન્યા છે. પરંતુ આંતરિક અશાંતિના વિશ્વવ્યાપી રોગને મટાડવા માટે કોઇ વૈજ્ઞાનિકે કોઇ મંત્ર કે દવા શોધી નથી. પરિણામ વિપરિત જ નજરે પડે છે. વૈજ્ઞાનિક શોધખોળ અને ટેકનોલોજીની વૃદ્ધિથી માનવી દિન પ્રતિ દિન ભોતિકવાદી બનતાં બનતાં, ભૌતિક સુખોનો ગુલામ બની પોતાની જાતને ગુમાવી બેઠો છે. અસંતુષ્ટ છે, દુઃખી છે, અશાંત છે.

શાંતિની શોધમાં માનવી સેંકડો વર્ષોથી ભટકતો રહ્યો છે. પહાડો પર. કે ગુફાઓમાં જઇને ઘણીયે તપશ્ચર્યા કરી છે, ભકિત, પૂજાપાઠ વગેરે પણ કરતો આવ્યો છે. પાશ્ચાત્ય દેશોમાં મોટા કે નવયુવાનો એ શાંતિની પ્રાપ્તિ થઇ શકે તે માટે ભારતમાં ભ્રમણા કરી રહ્યા છે. ભારતના પ્રાચીનયોગનો મહિમા વિશેષ થતો જાણવા તથા સાંભળવા પર યોગ દ્વારા શાંતિની પ્રાપ્તિ માટે તેઓ ભારતના વિભિન્ન યોગાશ્રમોમાં યોગીઓ પાસે આવે છે. પરંતુ જયાં સુધી યથાર્થ યોગનું જ્ઞાન પ્રાપ્ત થતું નથી. ત્યાં સુધી તેઓની આશા પૂર્ણ થતી નથી. અને કોઇ કોઇતો વધુ નિરાશ થઇ સમય અને ધન વ્યર્થ ગુમાવી પાછા ચાલ્યા જતા હોય છે. હા, જેને યથાર્થ યોગનું જ્ઞાન પ્રાપ્ત થયું હોય તે તો યોગાભ્યાસથી થોડા દિવસ સાચી શાંતિનો અનુભવ પ્રત્યક્ષ થવા માટે છે. અને વાસ્તવમાં યોગ તેને જ કહેવાય છે, જેનાથી પ્રત્યક્ષ ફળ પ્રાપ્ત થાય છે. જેવી રીતે ભૌતિક વિજ્ઞાનમાં પ્રત્યેક વસ્તુ કે સ્થિતિને ઇન્દ્રિયો દ્વારા સમજી તથા અનુભવી શકાય છે, તે જ રીતે વાસ્તવિક યોગ પણ આત્માને આત્મિક સુખ આપતો હોય છે, દુઃખ આપનાર વિષય વિકારોની બિમારીમાંથી મુકત કરતો હોય છે. અને આત્મિક જ્ઞાન અને પરમપિતા પરમાત્મા સાથેનો સંબંધ હોવાને કારણે અતિન્દ્રિય સુખની અનુભુતી



realpatidar.com

realpatidar.com

કરાવતો હોય અને એવી સુખદ સ્થિતી સ્થાયી બનાવતો હોય તો તે યોગને વિશ્વની પ્રત્યેક વ્યકિત અપનાવવા તૈયાર થશે. (જેમ વિજ્ઞાનની વિભિન્ન શોધોને વિશ્વના સર્વ દેશોએ તરતજ સ્વીકારી છે.) કારણકે યોગમાં પણ વાસ્તવમાં તો વિશેષ જ્ઞાન છે. અર્થાત યોગ પણ એક પ્રકારનું વિજ્ઞાન જ છે, જેનાથી જીવનમાં સાચા સુખ અને શાંતિ પ્રાપ્ત થતા હોય છે અને મનુષ્યની આંતર ખોજનો એ જવાબ છે. જેવી રીતે આપણે વૈજ્ઞાનિક શોધખોળને સહજ રીતે અપનાવી તેનાથી લાભ પ્રાપ્ત કરવા માંડીએ છીએ, તેવા જ રીતે મનુષ્ય માત્ર યોગને પણ એ પ્રકારે અપનાવીલે તો જીવન સંપૂર્ણ બની જાય ભૌતિક અને આત્મિક બન્ને પ્રકારના સુખ પ્રાપ્ત થતાં હોવાથી વ્યકિત જીવન મુકિતને પ્રાપ્ત કરી લે.

## યુવાન મને કહેશો નહિ...............

'યુવાન' કહ્યોં મને આજ, પણ ફરીથી કહેશો નહિ,
યુવાન, કહી મુજ જાતને, લજ્જિત તમે કરશો નહિ.
યુવાન તણા તન મહીં તો તાકાત નવ થનગને,
ઉત્સાહયુકત, ક્રાંતિસભર, વિચારધારા છે નહિ.
સમાજસેવા, દેશભકિતની, તમન્ના તનમાં નથી,
મુડદાલ જેવા મર્દને, યુવાન કોઈ કહેશો નહિ.
યુવાન હતા સુભાષ, ગાંધી, માર્ટિન અને નેપોલિયન,
એંસી વર્ષના ઉત્સાહી ભાવેને વૃદ્ધ કોઈ કહેશો નહિ.
યુવાન ગણી મમ વર્ગને, સુકાન રૂડું દીધા પછી,
સંપૂર્ણ થયું ન કાર્ય આ, ઠપકો મને દેશો નહિ.
સ્વર્ગસમ રંગભૂમિ પર, ભૂપવેશ પહેરે છતાં,
મહારાજ ગણી ભૂપને, નમન કોઈ કરશો નહિ.
બાવીસને 'હંસ' આંબતો, પણ યુવાન નહિ હું વૃદ્ધ છું,
અભેદ તિમિરને ભેદતા, રવિને વૃદ્ધ કહેશો નહિ.

હંસરાજ વી. પટેલ " હંસ "
મહેતાપુરા, હિંમતનગર



realpatidar.com

realpatidar.com

# જૂનવાણી પ્રથામાં ડોકીયું.

રેવનદાસ એસ. પટેલ
દહેગામ

- સંધ અને કચ્છમાં આપણી તેમજ બીજી જ્ઞાતીમાં પોંખ્યા પછી સાસુ જમાઈનું નાક પકડીને ખેંચે છે.
- મ્હૈસુરની આદિવાસી કોમમાં વર-કન્યાના મામાઓ બનેને ટોપલાનાં બેસાડી ફેરાફેરવે છે.
- દક્ષિણ ભારતીયોમાં લગ્નનું લખાણુ તેમજ પહેરામણી કન્યાના માથાપરથી ૭ાત વખત પસાર કરવામાં આવે છે.
- સુરતની દુબળા કોમમાં લગ્ન પછી વર, કન્યાને ખભાપર બેસાડી અને નાચગાન કરે છે.
- કચ્છના બન્ની વિસ્તારમાં વર-કન્યાને ભેટમાં મળેલી રકમ બંને માટે પગરખાંની ખાસ જોડ તૈયાર કરનાર મોચીને મળે છે.
- મહારાષ્ટ્રીયનમાં વર-કન્યાનુ નામ બદલી નવું રાખે છે એ નામ સૌ પ્રથમ કન્યના કાનમાં કહે છે.
- મહારષ્ટ્રીયનમા સપ્તપદી પછી કન્યાનોભાઇ વરનો કાન ખેચે છે.
- પંજાબીઓમાં લગ્ન વખતે પહેરવાની સાડીમાં કન્યા જાતે જ જરી-ભરત કરે છે.
- બિહારમાં લગ્નપછી વેવાઇઓ અને વેવાણો રંગથી હોળી રમે છે.
- ગુજરાતની ઘણી કોમોમાં લગ્ન પછી બહેનને મોં માગી ભેટ આપ્યા સિવાય વર-કન્યાનું મોં જોઇ શકતો નથી.
- ગુજરાતની પુરોહિતના નામે ઓળખાતી જાતીમાં પરણીને ઘેર આવ્યા પછી વર-વહુને ઉચકીને મોંભે વહુનોહાથ અડાડે છે.
- બંગાળમાં લગ્ન વિધી પત્યા પછો ગૃહ પ્રવેશ વેળા સાસુ વહુના કાનમાં મધ રેડીને કહે છે હંમેશાં મીઠુંજ શાંભળજે.
- લગભગ દરેક કોમમાં વરઘોડાનો રીવાજ હોય છે પરંતુ કચ્છી ભાટીયા કોમમાં કન્યાનો વરઘોડો નિકળે છે જેને છકકી કહેવામાં આવે છે આ રીવાજને વરઘોડો સમજવો કે કન્યાઘોડો સમજવો આવા તો અનક કોમોમાં ઘરકરી ગયેલા રીવાજો પડયા છે હવે ઘણા સુધારા પર છે.



realpatidar.com

realpatidar.com

# અમૃતવાણી ( પૂ. ડોંગરેજી ) *

કરમશી એન. પટેલ
નાના અંગીઆ—કચ્છ

મનુષ્યનો અવતાર તપશ્ચર્યા માટે છે. પશુમાં અજ્ઞાન હોવાથી તે તપ કરી શકે નહિ. સ્વર્ગના દેવો સુખ ભોગવે છે, પણ નવું પુણ્ય કરી શકતા નથી. પાપ તથા પુણ્ય ફક્ત માનવ શરીરથી જ થાય છે. મનુષ્ય ઉંદરને મારે તો પાપ થાય પરંતુ જો બિલાડી ઉંદરને મારે તો પાપ થતું નથી કારણકે એ તો સૃષ્ટિનો ક્રમ છે. પશુથી પાપ કે પુણ્ય થતું નથી.

દરરોજ સમજીને થોડું તપ કરો. તપ કરવાથી પાપ બળે છે. તપનો અર્થ થોડું દુઃખ ભોગવીને ભજન કરવું તે !

: તપ" નો ઉલટો શબ્દ "પત" થાય છે જે તપ કરતો નથી તેનું પતન થાય છે. તપની વ્યાખ્યા મહાન પુરૂષોએ અનેક રીતે કરી છે. બ્રહ્મચર્ય, ઉપવાસ તેમજ ચાર–પાંચ કલાક મૌન રાખી જપ કરવા તે સર્વે તપના જ પ્રકારો છે. પ્રત્યેક તપમાં શરીરને કંઇક સહન કરવાનું હોય છે. સર્વમાં સદ્‌ભાવ રાખવો એ મહાન તપ છે. સદ્‌ભાવ શબ્દનો અર્થ છે. "ઇશ્વરનો ભાવ" ઇશ્વર ફક્ત મંદિરમાં નથી. એ તો સર્વત્ર છે.

શરીર એ જ પંચાયત છે, પંચતત્વના પાંચ માલિક દેવો છે. પાંચે દેવોની પૂજા અનિવાર્ય છે. એ દેવો છે. ગણપતિ, શિવ, દુર્ગા, સૂર્યનારાયણ અને ભગવાન શ્રીકૃષ્ણ.

ગણપતિ પૂજન કરવાથી વિઘ્ન દૂર થાય છે. માટે જ કોઈ કાર્યની શરૂઆત કરતાં પહેલાં ગણપતિ પૂજન કરવામાં આવે છે જેથી તે સંબંધિત કાર્યમાં વિઘ્ન ન આવે શિવપૂજન કરવાથી શિવ જ્ઞાન આપે છે. સમાધિમાં બેઠેલા શિવનુ ધ્યાન ધરવાથી વાસનાનો વિનાશ થાય છે. ભગવાન બુદ્ધને પણ સમાધિમાં જ જ્ઞાન પ્રાપ્ત થયું હતું. દુર્ગા–પાર્વતીજીની પૂજા કરવાથી સંપત્તિ મળે છે જેનો સંસારના વ્યવહારો ચલાવવામાં ઉપયોગ કરવામાં આવે છે. સૂર્ય નારાયણની પૂજા કરવાથી આરોગ્ય મળે છે. વૈજ્ઞાનિકોએ પણ સંશોધન કરી શોધી કાઢ્યું છે. સૂર્ય કિરણોમાં આરોગ્ય સમાયેલું છે. માટે સૂર્યના પ્રકાશ નો ઉપયોગ કરનાર તેનો ઋણી છે. માટે સૂર્ય ઉગતા પહેલાં સ્નાન કરી નમસ્કાર કરો બીજા દેવોને ભાવના દ્વારા આહ્‌વાન કરવું પડે છે. જ્યારે સૂર્યનારાયણ પ્રત્યક્ષ દર્શન આપે છે. પ્રત્યક્ષ પરમાત્મા છે. શ્રી કૃષ્ણ પરમ પ્રેમ આપે છે. જ્યાં સુધી પ્રેમમાં હૃદય પીગળે નહિ



realpatidar.com

realpatidar.com

ત્યાં સુધી વિકારો જન્મે છે. પ્રેમદાન શ્રી કૃષ્ણ જ કરે છે. જેના જે ઇષ્ટદેવ હોય તેને મધ્યમાં રાખો અને બીજા ચાર દેવોને ચારે દિશામાં રાખો પંચ દેવની પૂજા રોજ કરો. ભક્તિમાં રાગદ્વેષ ન હોય. ભક્તિમાં અનેકમાં એકનાં દર્શન કરવાનાં હોય છે. " અનન્ય ભક્તિ " નો અર્થ એવો નથી કે કોઇ બીજા દેવોને ન માનવા આ માટે સ્ત્રીનું દ્રષ્ટાંત છે—

સ્ત્રી ઘરમાં સસરા જેઠ દિયર સૌની સેવા કરે છે. પણ તેનું લક્ષ તો પોતાના પતિમાં જ હોય છે. એ રીતે તમે ઇષ્ટદેવ એક રાખો પણ અન્ય દેવોને અંશ સમજીને વંદન કરો અને તેમનું પૂજન કરો



# અધિવેશનની ફલશ્રુતિ *

કરમશી એન. પટેલ બી. એ.
નાના અંગીઆ—કચ્છ

શ્રી કચ્છ કડવા પાટીદાર સમાજ તેમજ શ્રી અ ભા. ક ક. પાટીદાર યુવક સંઘનું અનુક્રમે દ્વિતીય અને પ્રથમ અધિવેશન તા. ૨૧, ૨૨, ૨૩ મી મે, ૧૯૭૭ના શ્રી પાટીદાર વિદ્યાર્થી ભવન, નખત્રાણા મધ્યે ખૂબ જ ધામધૂમથી ઉજવાઇ ગયું જેમાં સમગ્ર દેશના પ્રતિનિધિઓ ઉત્સાહથી ભાગ લઇ શક્યા છે તેઓ જાણે છે કે આ અધિવેશને આપણને શું શું ભેટો આપી ! પરંતુ કેટલાંક ઉત્સાહી ભાઇ-બહેનો જેઓ પોતાની અંગત જવાબદારીઓના કારણે આ લાભ અને ઐતિહાસિક અધિવેશનમાં હાજરી આપી શકેલ નથી તેઓના કાને પડઘા અથડાય છે અને આપણા સમાજના યુવક-યુવતિઓની પ્રગતિ જોઇ આનંદિત થાય છે.

આપણા ભાઇ બહેનો વિશાળ સંખ્યામાં પોતના ધંધાર્થે દેશના ખૂણે ખૂણે વસે છે. જેઓ આ અધિવેશનના કારણે એકત્ર થયા અને એક વિશાળ સ્નેહમિલન યોજાયું જેમાં કેટલાય નવા નવા મિત્રો બન્યા, ઓળખાણો વધી અને આવા લાભ પ્રસંગના કારણેજ કેટલાકને પોતાના માદરે વતનનાં દર્શન કરવાનો મોકો મળ્યો આટલુ ઉચ્ચ કક્ષાનું આયોજન અને તેને અનુરૂપ સમાજના ૧૫ થી ૭૦ વર્ષના વૃધ્ધાવસ્થા સુધીના સ્વયંસેવકોની સેવા તેમજ એકત્રિત થયેલ ઉત્સાહી માનવ મેદની જોઇ મુગ્ધ થઇ આજે એકી અવાજે કહી શકીએ છીએ કે આજે આપણે અન્ય સમાજો કરતાં બિલકુલ પછાત નથી આપણા વડીલ આગેવાનો તેમજ યુવક કાર્યકર્તાઓ સમયને ઓળખી આજના અવકાશ યુગ સાથે દોટ મૂકી રહ્યા છે જેનાં જવલંત ઉદાહરણોનાં વિશ્વભરમાં દર્શન કરી શકીએ છીએ.



અનુસંધાન પાન ૧૨ માં જુઓ

realpatidar.com

realpatidar.com

કારણકે વ્યક્તિ પ્રથમ તો કુટુમ્બનો સભ્ય છે પછી જ તે સમાજનો સભ્ય બને છે જે કુટુંમ્બમાં કંઇ ન કરી શકે તે સમાજક્ષેત્રે શું કરી શકે !

આપણુ અધિવેશન એક સામાજીક હતું. તેથી જ સામાજીક પ્રશ્નોમાં રસ ધરાવતા ગુજરાત રાજયના ગૃહમંત્રી શ્રી પોપટભાઈ વ્યાસે હાજરી આપી અને સમાજને ઉન્નત બનાવવા જૂના ચાલ્યા આવતા રૂઢ બની ગયેલા રીતરીવાજોનાં મૂળ કાઢી નાખવા કહ્યું. અને તેનો પડઘો તેણે સમગ્ર ભારતમાં પાડયો. તેથી દરેકને ખબર પડી કે કડવા પાટીદારનો આ એક વિશાળ, સુશિક્ષિત, ધનાઢય સમાજ છે તો આપણે સમાજમાં ઘર કરી ગયેલાં દૂષણો શા માટે દૂર ન કરીએ !

આ અધિવેશનને લક્ષમાં રાખી આપણે શિક્ષણક્ષેત્રે છેલ્લા ૧૭ વર્ષના ગાળામાં જોઇ શકયા કે ખૂબ જ પ્રગતિ કરી છે. તે વખતે ડૉકટરો કે ઇન્જીનીયરો જેવા ઉચ્ચ હોદ્દા ધરાવનાર તેમજ ગ્રેજ્યુએટો આંગળીના વેઢા પર ગણી શકાતા હતા. જયારે હાલે એવા કેટલાય ગ્રેજ્યુએટો આપણાં સમાજમાં છે. સામાન્ય ઉદાહરણ લઈએ તો પ્રથમ અધિવેશન વખતે તબીબી ઉપચાર માટે ફકત એક જ ડૉકટર હતા. જયારે આ દ્વિતિય અધિવેશન વખતે ચાર-પાંચ ડીગ્રી.ધારી ડૉકટરોએ સેવા આપી. આમ ભાઇઓમાં શિક્ષણનું પ્રમાણ ખૂબજ વધ્યું છે. આજે આપણા યુવાનો દરેક ક્ષેત્રમાં અભ્યાસ કરી રહ્યા છે. છતાં ઘણે સ્થળે વાલીઓ તરફથી લક્ષ આપવામાં આવતું નથી.

આપણા સમાજને ઉંચે લાવવા માટે પાયાની જરૂર શિક્ષણ છે. આ માટે સમાજે વિદ્યાધામો કે હોસ્ટેલો જેવી સંસ્થાઓ ઊભી કરવી જરૂરી છે. આજે શિક્ષણની ભૂખ વધતી જ જાય છે. તે માટે ભૂજમાં કોલેજ હોસ્ટેલ છે તે નાની પડે છે. તેને વિસ્તૃત કરી તે માટે નવું રૂા ૪ લાખના ખર્ચે મકાન બંધાશે. જેના શ્રી ગણેશ અષાઢી બીજના થયા છે. આમ આ અધિવેશને આપણને એક મહામૂલી ભેટ આપી છે આ માટે ફાળો ઉઘરાવવા માટે તેમજ બાંધકામ માટે કેવીરીતે તૈયારી કરવી તેની મંત્રણા પૂરી થઇ ગઇ છે અને લગભગ એ ભવ્ય હોસ્ટેલ આવતા વર્ષથી કામ કરતી થઇ જશે. આ ક્ષેત્રમાં વડીલોનો સાથસહકાર ખૂબ જ મળી રહ્યો છે.

હાલે હાથમાં લીધેલ કાર્ય પૂરૂ થાય એટલે સમાજ માટે બીજો પ્રાણ પ્રશ્ન ખડો થશે. અમદાવાદ જે ગુજરાતમાં શિક્ષણનું મહાનધામ ગણાય છે. ત્યાં પણ આવી આપણી સમાજની કોઇ વ્યવસ્થા નથી. તો આશા છે આ ક્ષેત્રે સ્થાનિક કાર્યકર્તાઓ વધુ રસ લઈ પ્રશ્નનું નિરાકરણ લાવવા મદદરૂપ થશે.



અનુસંધાન પાન ૧૩ નું ચાલુ

realpatidar.com

realpatidar.com

D  4

હવે આપણે આપણી સમાજનો પૂર્વ ઇતિહાસ તપાસીએ સમાજનું પ્રથમ અધિવેશન ૧૯૫૯ ની સાલમાં ભરાયેલ અને સમાજના ઇતિહાસની સ્થાપના થઇ આજે આપણે જૂના અહેવાલો તરફ નજર કરશું તો તે વખતની પરિસ્થિતિનો ખ્યાલ આવી શકશે અને આજે આપણે કેટલી પ્રગતિ કરી છે તે સ્પષ્ટ જણાઇ આવશે. સમાજમાં દરેક વ્યકિતઓ આર્થિક ક્ષેત્રે અસમાનતા ધરાવે છે. જેનાં ગંભીર પરિણામો આવે છે જેનો ભોગ સમાજની કોઈ વ્યકિત ન બને અને એકવાકયતા જળવાય તે હેતુથી જુદા જુદા રીત રીવાજો (જન્મ-લગ્ન–મરણ સુધીના) બનાવવામાં આવેલ તેમજ સમયનો પ્રવાહ પસાર થઇ જતાં તેણે વળાંક લીધો અને તે ઠરાવો પસાર કર્યા જેને સૌએ સહર્ષ સ્વીકારી લીધા. આ ઠરાવોની નકલો દરેક વાંચી શકે તે માટેની છાપકામની કાર્યવાહી ચાલુ છે અને થોડા દિવસો પછી દરેકના હાથમાં આવી જશે.

ખરેખર આપણા આ અધિવેશનનો હેતુ ક્રાંતિ લાવી સમાજના ઉત્કર્ષ માટે સુધારા કરવાનો હતો છતાં ખેદની વાત એ રહી છે કે કેટલીક વ્યકિતઓએ આ અધિવેશનને ફકત ધાર્મિક અધિવેશન તરીકે વખોડી કાઢવા પ્રયત્ન કર્યો ! અરે ભારત દેશના બંધારણમાં પણ ધાર્મિક સ્વાતંત્ર્ય બક્ષવામાં આવ્યું છે ભારતનો નાગરીક પોતાને યોગ્ય લાગે તે ધર્મ પાળી શકે છે તેમાં કોઇ દખલગીરી કે વિરોધ દર્શાવી ન શકે અહી મુખ્ય મુદ્દો એ હતો કે એકજ સમાજના સભ્યો છીએ તો બાહ્ય આચરણોમાં પણ એકતા હોવી જોઇએ. બાહ્ય આચરણોમાં કેટલેક સ્થળે ભિન્નતા જોવા મળે છે. તેથી અન્ય સમાજની વ્યકિતઓ આપણી કેટલીક રૂઢિઓને લક્ષમાં લઇ ઠેકડી ઉડાવે છે આવુ શા માટે ? જો આપણે બધા એક થઇને રહીએ તો આપણે એક આદર્શ સમાજની રચના કરી શકએ તેમાં શંકાને સ્થાન નથી.

હવે આપણી સમાજના ઇતિહાસને વળાંક આપનાર યુવકસંઘ વિશે જોઇએ. છેલ્લા ચાર વર્ષથી યુવક સંઘની સ્થાપના થઇ છે અને તેના પ્રચારાર્થે કેટલીક સભાઓ વિવિધ સ્થળોએ ભરી તેના પ્રભાવથી કેટલાંક અનીતિના કાર્યો ગતિ મંદ થઇ જતાં સમાજ કેટલાંક કલકોથી બચી ગયેલ. હવે તેમને રચનાત્મક કાર્યો કરવાની શરૂઆત કરી છે. આ માટે યુવક સંઘનું વ્યવસ્થિત બંધારણ જે આપણી સમાજના વિશિષ્ટ જ્ઞાન ધરાવતા હોય તેવા દરેક ક્ષેત્રોમાં પારંગત આગેવાનોએ બનાવેલ તે યુવકસંઘના અધિવેશનમાં તા. ૨૩-૫-૭૭ થી સર્વાનુમતે પસાર કરી અમલમાં મૂકવામાં આવેલ છે. આ બંધારણથી આપણી સમાજની



૧૩

realpatidar.com

realpatidar.com

દરેક વ્યકિતને સભ્યપદ મળે તે હેતુથી વિવિધ સ્થળે ચાલતાં યુવકમંડળોને સભ્યપદ આપવામાં આવ્યું છે જેથી તે મંડળોનો સભ્ય ઓટોમેટીક યુવક સંઘનો સભ્ય બની જાય છે. જે મંડળોએ અધિવેશનમાં પોતાના સભ્યોનાં લીસ્ટ મોકલાવેલ છે તેઓ સભ્ય બની ગયા છે અને આજ દિવસ સુધી જેઓએ પોતાના લીસ્ટ આપેલ નથી તેઓ સભ્ય બનવા ઇચ્છશે તો યુવકસંઘને લેખિત અરજી કરવાની રહેશે. આમ ખરેખર બધાં મંડળોને કેન્દ્રમાં રાખી શકે તેવા સંચાલનની જરૂર હતી તે કાર્ય યુવકસંઘ સંભાળશે સંઘ સમાજને અનુરૂપ સમાજના આગેવાનોની સાથે રહી દરેક પ્રકારનાં સામાજીક કાર્યોનું નિરાકરણ કરવા તત્પર રહેશે.

યુવકસંઘ એ સમાજની એક પાંખ છે. સમાજથી ભિન્ન નથી વિવિધ ઝાડનાં પુષ્પો અલગ અલગ સ્થળે હોય છે અને જયારે માળા બનાવવી હોય છે ત્યારે બધાને એક દોરામાં ગૂંથી એકત્ર કરવામાં આવે છે તેવી રીતે પાટીદાર યુવકો ભારતના ભિન્ન ભિન્ન સ્થળે રહે છે અને હવે બંધારણ અમલમાં આવતાં બધા એક સૂત્રે બંધાયેલ છીએ. તો આપણે એક સુત્રમાં બંધાયેલ પુષ્પો એક સુશોભિત અને સુગંધિત હાર શા માટે ન બનીએ ?

આ અધિવેશનનો સાર લઇશું તો આપણને એમ જ થશે કે અહીં તો ફકત ભાષણો જ થયાં છે. કેમ ખરું ને ? કેટલાક કહે છે કે આવાં ભાષણો તો કેટલાંય સાંભળ્યાં પરંતુ તેનું પાલન થતું નથી કારણકે બોલવું સહેલું છે પણ પાલન કરવું કઠિન છે. ખરૂ જોઇશું તો આવા પ્રસંગો દરેકના મુકત વિચારોની આપલે માટે જ હોય છે પરંતુ તેના પડઘા જ સમાજમાં સુધારા લાવે છે.

આ એક ઐતિહાસિક પ્રસગે યુવક સંઘના આયોજન હેઠળ આપણી મહિલાઓનું સંમેલન પણ યોજાયું તેના સંચાલનની કળાથી આપણને મહિલાઓમાં છૂપાયેલી શકિતઓનો ખ્યાલ આવ્યો. તેઓએ સમાજને કલંકરૂપ પ્રશ્નો જેવા કે છૂટાછેડા, રખાત, અંધશ્રદ્ધા વગેરેને વખોડી કાઢયા તેમાંથી મુકત થવાનો સાર ફકત શિક્ષણ છે આપણી સમાજમાં બહેનોમાં શિક્ષણનું પ્રમાણ ઘણુ ઓછું છે શિક્ષણ નોકરી કરવા માટે જ જરૂરી છે એવી આપણા વડીલોની માન્યતા ભૂલ ભરેલી હતી શિક્ષણથી આપણે વિશ્વભરની સમાજના આદર્શોને લક્ષમાં લઈ આપણી સમાજમાં સુધારા લાવી શકીશું જો સામાજીક દૂષણો બહાર નીકળી જશે. તો જરૂર આદર્શ સમાજની રચના થઈ શકશે આ ઘરેડમાંથી મુકત થવા માટે દરેક વ્યકિત પોતાના કુટુમ્બથી શરૂઆત કરી દૂષણો દૂર કરવા પ્રયત્ન કરશે તો સમાજ પર અસર થશે



અનુસંધાન પાન ૧૪ માં જુઓ.

realpatidar.com

realpatidar.com

ઉપર જોયુ તેમ આજે ભાઇઓનું શિક્ષણ વધતું જ જાય છે પણ અમુક પ્રદેશને બાદ કરતાં લગભગ સ્થળોએ કન્યા કેળવણી તરફ દુર્લક્ષ્ય સેવવામાં આવે છે ૧૯૬૫માં કન્યા છાત્રાલય ધનસુરા મધ્યે શરૂ થયું તેમાં હાલે પ્રવેશ માટે પડાપડી થાય છે. તો આ અંગે કચ્છમાં જ કન્યા છાત્રાલય કેમ શરૂ ન કરી શકાય! પરંતુ આ માટે મારી ધારણા મુજબ હાલે ભાઇયોની હોસ્ટેલ છે. તે ભુજમાં નવી હોસ્ટેલ બધાશે એટલે તે ખાલી થશે અને બહેનો માટે તેનો ઉપયોગ કરી શકાશે અને સમાજ આ અગે વિચાર કરી જરૂરી વ્યવસ્થા કરશે.

આ અધિવેશનની બીજી મહાન ભેટ નખત્રાણા મધ્યે સર્જીકલ હોસ્પીટલની છે. અધિવેશનમાં શ્રી કુદનલાલ ધોળકીયા (સ્પીકર ગુ. વિ. સભા) એ પડકાર ફેંકયો જેને આપણા આગેવાનોએ ઝીલી લીધો અને જોત જોતામાં આશરે રૂા. ૫ લાખનો ફાળો એકત્ર થઇ ગયો. આજે સામાન્ય સર્જરી માટે ભૂજ જવા આવવાનુ ખર્ચ તેમજ ત્યાં પડતી મુશ્કેલીઓ ડૉકટરોની આકરી ફી વગેરે પ્રશ્નો વિશે વિચાર કરતાં નખત્રાણા હોસ્પીટલની ખૂબજ જરૂર હતી અને તે આપણુને આ અધિવેશને ભેટ આપી છે. આ માટેની કાર્યવાહીનાં ચક્રો પૂરેપુરી ગતિ કરી રહ્યાં છે.

હવે અંતમાં મારે આપ સૌને એજ કહેવું છે. કે આપણે બધાએ આપણી સમાજમાં દરેક ભાઇ બહેનને ભિન્નતા ન લાગે કોઇ ઉચુ કે નીચું ન લાગે તે પ્રમાણે દરેકને પાળવાના નિયમો બનાવ્યા છે. જે બધા પાળી શકાય તેવા જ છે. તેનુ ચુસ્તપણે પાલન કરવું જોઇએ અને જે તેનો ભગ કરે તેને તે માટે સમજાવી ઘટતી કાર્યવાહી કરવી જોઇએ. જો આપણે આપણા ખરા દિલથી પાલન કરશુ તો જરૂર આપણો સમાજ એક આદર્શ સમાજ બનશે તેમાં શંકા નથી.

( રીતરીવાજોની પુસ્તીકાઓ નજીકના ભવિષ્યમાં બહાર પાડવામાં આવશે )

મીનાબહેન એમ. પટેલ
ધોળકા જિ. અમદાવાદ

## લઘુકથા * ભૂલ * *

એક વખત એક પાદરી દેવળમાં પ્રવચન આપી રહ્યા હતા પ્રવચનમાં કહ્યુ કે ઇશ્વરે જે કાંઇ સર્જન કર્યું છે તેમાં કોઇ પણ પ્રકારની ભૂલ નથી. તેની સર્જેલી દરેક વસ્તુ સંપૂર્ણ છે.

તેજ વખતે સાંભળનારાઓમાંથી એક માણુસ ઊભો થયો જે કુબડો હતો. પાછળથી પીઠ નીકળી ગઇ હતી તેણે પોતાના સ્વરમાં કટાક્ષ અને પીડ દાયક સ્મિત વેરતાં કહ્યું, મારા વિશે આપનો શો અભિપ્રાય છે. પાદરીએ તેને સહાનુભૂતિ આપતા હોય તેમ કહ્યું, મારા ધારવા મુજબ ઇશ્વરે તમને એવી રીતે સંપૂર્ણ કુબડા બનાવી દીધા છે કે મને એમાં લેશ માત્ર પણ ભૂલ જણાતી નથી.



realpatidar.com

realpatidar.com

# ❋ ન જાણુતા હોતો....

સંપાદક : સિપાઈ પ્રેમજીભાઈ

| પ્રશ્ન | જવાબ |
|---|---|
| – સંસારકા સબસે બડા મહાદ્વીપ.. ..... | એશીયા |
| – સંસારકા સબસે બડા મહાસાગર........ | પ્રશાન્ત |
| – સંસારકી સબસે લંબી સરિતા.......... | મીસીસીપી |
| – ભારતકા પ્રથમ પરમાણુ પરીક્ષણ........ | પોકરણ ૧૮મે ૧૯૭૪ |
| – ભારતમેં સબસે પહલે બોલને વાલી ફિલ્મ....... | આલમઆરા (૧૯૩) |
| – ભારતકે પ્રથમ ફિલ્ડ માર્શલ........ | માણેકશા |
| – વિશ્વકા સબસે સુંદર શહર..,...... | ટોકયો–જાપાન |
| – ભારતમેં સબસે અધિક વર્ષાવાલા પ્રદેશ.......... | ચેરાપુંજી |
| – મંગલગ્રહ પર ઉતરનેવાલા પ્રથમ અમેરીકીયાન.......... | વાઈકીંગ |
| – સફેદ હાથીકા દેશ.......... | થાઇલેન્ડ |
| – સબસે લંબી રેલ્વે સુરંગ........ | ટાના–જાપાન ૧૩ ૧/૨ કી મી |
| – ભારતકા રાષ્ટ્રીય પક્ષી.......... | મયૂર |
| – હૉકી ચેમ્પીયન ઑલમ્પિક – ૭૬........ | ન્યુઝીલેન્ડ |
| – સંસારકા સબસે છોટા મહાદ્વીપ.......... | ઓસ્ટ્રેલીયા |
| – આધીરાતકા સૂર્યકા દેશ.......... | નોર્વે |
| – ભારતકા ઉપગ્રહ........ | આર્યભટ્ટ |
| – ભારતકા સબસે બડા રેલ્વે સ્ટેશન.......... | ખડગપુર |
| – ચંદ્રમા પર સબસે પહલે ઉતરનેવાલા.......... | નીલ–આર્મ–સ્ટ્રૉંગ |
| – સંસારકા સબસે બડા મરૂસ્થલ...... | સહર આફ્રીકા |
| – ભારતમેં ધનવાન આબાદીવાલા દેશ.......... | ઉત્તર પ્રદેશ |
| – ટેલીવીઝનકા આવિષ્કારક.......... | જોરૂમવોર્ડ |
| – સબસે લમ્બી રેલ્વે.......... | ટ્રાન્સ સાઇબીરીયન |
| – ભારતમેં પ્રથમ યુધ્ધ આક્રમક.......... | સીકંદર આઝમ |
| – ૧૯૭૬ કા જવાહરલાલ નહેરૂ પુરષ્કાર | ડૉ. જોનાસ આલ્ડ |



realpatidar.com

realpatidar.com

# नारी की महानता को समझे

लेखक : कु. गौरी के पटेल ( जबलपुर )

नारी पुरुषकी पूरक सत्ता हैं। वह मनुष्यकी सबसे बडी ताकत है। उसके बिना पुरुषका जीवन अपूर्ण है, नारी ही उसे पूर्ण करती है। मनुष्यका जीवन अंधकार युक्त होता है तो स्त्री उसमें रोशनी पैदा करती हैं। पुरुषके उजडे हुए उपवन को नारी पल्लवित बनाती है।

इसलिये शायद संसारका प्रथम मानव भी जोडेके रुपमें ही धरती पर अवतरित हुआ था। संसारकी सभी पुराण कथाओं मे ईसका उल्लेख हैं। हमारे प्राचीन धर्म ग्रंथ मनुस्मृति में भी उल्लेख है।

द्विधा कृत्वाऽऽत्मनो देहमर्धेन पुरुषोऽभवत्।
अर्धेन नारी तस्यां स विराजम सृजत्प्रभुः ॥

" उस हिरण्यगर्भने अपने शरीरके दो भाग किये। आधेसे पुरुष और आधे से स्त्री का निर्माण हुआ। "

इस तरह के कई आख्यान हैं जिनसे सिद्ध होता है कि पुरुष और नारी एक ही सत्ता कें रुप है और परस्पर पूरक है। फिर भी कर्तव्य, उत्तरदायित्व और त्याग के कारण नारी कहीं महान हैं पुरुष से। वह जीवन यात्रा में पुरुष के साथ ही नहीं चलतीं वरन् उसे समय पडने पर शक्ति और प्रेरणा भी देती है। उसकी जीवन यात्रा को सरस, सुखद, स्निग्ध और आनंदपूर्ण बनाती हैं नारी पुरुष की शक्तियों के लिए उर्वरक खाद का काम देती है। महादेवी वर्माने नारी की महानता के बारे में लिखा है।

नारी केवल माँस पिंड की संज्ञा नहीं है, आदिम काल से आज तक विकास पथ पर पुरुष का साथ देकर, उसकी यात्रा को सफल बनाकर, उसके अभिशापों को स्वयं झेलकर और अपने वरदानों से जीवन में अक्षय शक्ति भरकर मानवीने जीस व्यक्तित्व चेतना और हृदय का विकास किया है उसीका पर्याय नारी हैं।



realpatidar.com

realpatidar.com

इसमें कोई संदेह नहीं कि नारी धरा पर स्वर्गीय ज्योति की साकार प्रतिमा है। उसकी वाणी जीवन के लिए अमृत स्रोत हैं। उसके नेत्रों मे करूणा, सरलता और आनंद के दर्शन होते है। उसके हास्य में संसारकी समस्त निराशा और कडुवाहट मिटानेकी अपूर्व क्षमता है। नारी सन्तप्त हृदय के लिए शितल छाया है। वह स्नेह और सौजन्य की साकार देवी है। आचार्य चतुरसेन शास्त्री के शब्दो में " नारी पुरुष की शकित के लिए जीवन सुधा है। त्याग उसका स्वभाव है, प्रदान उसका धर्म, सहनशीलता उसका व्रत और प्रेम उसका जीवन है।

कविवर रविन्द्र ने नारी के हास में जीवन निर्झर का संगीत सुना ०। जयशंकर प्रसादने कहा है—

नारी केवल तुम श्रध्धा हो, विश्वास रजत नग पग तल में।
पीयुष स्रोत सी बहा करो, जीवन के सुन्दर समतल में॥

संसार के सभी महापुरुषों ने नारी में उसके दिव्य स्वरुप के दर्शन किये हैं जिससे वह पुरुष के लिए पूरक सत्ता के ही नही वरन् उर्वक भूमि के रुप में उन्नति के प्रगति एवं कल्याण का साधन बनती हैं। स्वयं प्रकृति ही नारी के रुप में सृष्टि के निर्माण, पालन, पोषण संवर्धन का काम कर रही हैं। नारी के हाथ बनाने के लिये ही है बिगाडने के लिये नहीं। परिस्थिति वश, स्वभाववश नारी कितनी ही कठोर बन जाये किन्तु उसकी वह सहज कोमलता कभी ओझल नहीं हो सकती जिसके पावन अंक मे संसार को जीवन मिलता है। प्रेमचंद्र के शब्दो मे " नारी पृथ्वी की भांति धैर्यवान, शांत और सहिष्णु होती है।"

नारी की प्रकट कोमलता, सहिष्णुता को पुरुष ने कइ बार उसकी निर्बलता का चिन्ह मान लिया है और इसीलिये उसे अबला कहा हैं। किंतु वह यह नहि जानता कि कोमलता, सहिष्णुता के अंक में ही मानव जीवन की स्थिति संभव है। क्या माँ के सिवा संसार मे एसी कोई हस्ती हैं जो शिशु की सेवा, उसका पालन पोषण कर सके। संसार मे जहाँ जहाँ भी चेतना साकार रुप में मुखरित हुई हैं उसका



realpatidar.com

realpatidar.com

एक मात्र श्रेय नारी को ही है। इसमें कोई सदेह नहीं कि नारी समाज की निर्मात्री शक्ति हय। वह समाज का भरण पोषण करती हय सवर्धन करती है।

नारी अपने विभिन्न रुपोमें सदैव मानव जाति के लिए त्याग, बलिदान, स्नेह, श्रद्धा, धैर्य सहिष्णुता का जीवन बितातीं है। माता पिता के लिये आत्मीयता, सेवा की भावना जितनी पुत्री में होती है उतनी पुत्र में नहीं होती। पराये घर जाकर भी पुत्री अपने माँ बाप से जुदा नहीं हो सकती। उसमें परायापन नहीं आता उसके हृदय में वही सन्मान सेवा की भावना भरी रहती है जैसी बचपन में थी। भाई बहन का नाता कितना आदर्श, कितना पुण्य-पवित्र है। भाई-भाई परस्पर जुदा हो सकता है एक दूसरे का अहित कर सकते है किंतु भाई-बहन जीवन पर्यन्त कभी अलग नहीं हो सकते। बहन जहाँ भी रहेगी अपने भाई के लिये शुभ कामनायें उसके भले के लिये प्रयत्न करती रहेगी। माँ तो माँ ही है। पुत्र की हित चिंता, उसका भला, लाभ हित सोचने वाली माँ के समान संसार में और कोई नहीं है। ससार के सब लोग मुंह मोड ले किंतु एक माँ ही ऐसी हैं जो अपने पुत्र के लिये सदा सर्वदा सब कुछ करने के लिये तैयार रहती हैं।

पत्नी के रुप में नारी मनुष्य की जीवन संगिनी ही नहीं होती वह सर्व प्रकार से पुरुष का हित-साधन करती है। शास्त्रकार ने भार्या को छः प्रकार से पुरुष के लिए हित-साधन बतलाये है।

"कार्य्येषु मंत्री; करणेषु दासी, भोज्येषु माता रमणेषु रम्भा।
धर्मानुकूला, क्षमया धारिणी, भार्या च षड्गुण्यवती च दुर्लभा।

"कार्य में मत्री के समान सलाह देने वाली, सेवादि मे दासी के समान काम करने वाली, भोजन कराने में माता के समान पथ्य देने वाली, आनदोपभोग के लिये रम्भा के समान सरस, धर्म और क्षमा को धारण करने में पृथ्वी के समान क्षमाशील एसे छः गुणों से युक्त स्त्री सचमुच ईस विश्व का एक दुर्लभ रत्न है।

राम के जीवन से सीता को निकाल देने पर रामायण कुछ नहीं रहती। द्रोपदी, कुन्ती, गान्धारी आदि का चरित्र निकाल देने पर महाभारत की महान गाथा कुछ नहीं रहती, पाण्डवों का जीवन संग्राम



realpatidar.com

realpatidar.com

अपूर्ण रह जाता है । शिवजी के साथ पार्वती; कृष्ण के साथ राधा, राम के साथ सीता, विष्णु के साथ लक्ष्मी का नाम हटा दिया जाय तो इनके लीला गाथा चरित्र अधूरे रह जाते हैं ।

प्राचीन काल से नारियां घर गृहस्थी को ही देखती नहीं आ रही, समाज, राजनीति, धर्म कानुन, त्याग सभी क्षेत्रों में वे पुरुष की संगिनी ही नहीं रही वरन् सहायक, प्रेरक भी रही हैं। उन्हें समाज में पूज्यनीय स्थान दिया गया है । महाराज मनु ने तो अपनी प्रजा से कहा था ।

"यत्र नार्यस्तु पूज्यन्ते रमन्ते तत्र देवताः ।"

जहां नारी की पूजा होती है वहां देवता निवास करते हैं क्योंकि समाज में नारी को समान, पूज्य-स्थान देकर जब उसे पुरुष का सहयोगी सहायक बना लिया जाता है तो ही समृद्धि, यश, वैभव बढते है, जिसमें सुख शांति आनंदपूर्ण जीवन बिताया जा सकता है ।

इसमें कोई सन्देह नहीं कि नारी का सहयोग मानव जीवन में उन्नति, प्रगति, विकास के लिये आवश्यक है, अनिवार्य हैं। वह समाज उन्नति नहीं कर सकता, जहां स्त्री, मानव जीवन का अर्धांग ही नही एक बहुत बडी शक्ति है, की सामाजिक अधिकारों से वंचित कर उसे कुन्ज-पुन्ज एवं पद-दलित बनाकर रखा जाता है ।

आवश्यकता इस बात की है कि हम नारी को समाज से वही प्रतिष्ठा दें जिसकी आज्ञा हमारे ऋषियों ने दी हैं । उसे जीवन के सभी क्षेत्रों में आगे बढावें । हम देखेंगे कि नारी अबला, असहाय न रहकर शक्ति की मूर्ति बनेगी । वह जीवन यात्रा में हमारे लिये बोझा न रहकर हमारी सहायक, सहयोगिनी सिद्ध होगी तब हमें उसके भविष्य के सबंध में चिंतित न होना पडेगा । वह अपनी रक्षा करने में स्वयं समर्थ होगी हमारे सामाजिक जीवन की यह एक बहुत महत्वपूर्ण मांग हैं कि सदियों से चाहर दीवारी में बंद, पर्दे बुर्के की ओट में छिपी हुई पराजित, परावलंबी, अशिक्षित, अंध विश्वास ग्रस्त, संकीर्ण स्वभाव नारी की वर्तमान दुर्दशा से उगारे । उसे समानता, स्वतंत्रता की मानवोचित सुविधा प्रदान करें । उसे शिक्षित, स्वावलंबी, सुसंस्कृत एवं योग्य बनावें । तभी वह हमारे विकास मे सहायक बन सकेगी । भारतीय संस्कृति को गौरवान्वित करने में योग दे सकेगी ।



realpatidar.com

realpatidar.com

# સમાચાર દર્શન

## શ્રી કચ્છ કડવા પાટીદાર સમાજનું ગૌરવ

મોડાસા કચ્છ કડવા પાટીદાર યુવક મંડળના ભાઇ શ્રી કુંવરજીભાઇ પ્રેમજીભાઇ પટેલની સુપુત્રી કુમારી નિર્મળાબેન કુંવરજીભાઇ પટેલ મોડાસા ગુજરાતી કન્યા શાળા નં. ૨ માં ધોરણ સાતમાં ૮૨% મેળવી સ્કૂલમાં પ્રથમ નંબરે પાસ થયેલ છે તેમજ ચાલુ સાલે ૧૯૭૬-૭૭માં લેવાયેલ પ્રાથમિક શાળાંત પરીક્ષામાં જીલ્લામાં પ્રથમ નંબરે ઉત્તીર્ણ થતાં મોડાસા પ્રાથમિક શાળાના જુથ ૧, ૨ ના પ્રથમ કક્ષાના બાળકોને પ્રોત્સાહિત કરવા તા. ૨૯-૬-૭૭ના રોજ અત્રેની બી. એડ. કોલેજના માનનીય પ્રિન્સીપાલ શ્રી દાઉદભાઇ ઘાંચી સાહેબના પ્રમુખ સ્થાને એક સમારંભ સર્વોદય હાઇસ્કૂલના સભાખંડમાં રાખવામાં આવ્યો હતો. આ પ્રસંગે તાલુકા પંચાયતનો અધિકારી વર્ગ, મોડાસા બીટના મે. બીટ નિરીક્ષક સાહેબ, ગામના અગ્રગણ્ય વડીલ વર્ગ, ડૉકટરો, વકીલો વગેરે હાજર રહ્યા હતા.

શ્રી જુનીયર ચેમ્બર અને લાયન્સ કલબ તેમજ મોડાસા કેળવણી મંડળ તરફથી પણ હાજરી આપવામાં આવી હતી.

શ્રી જુનીયર ચેમ્બર તરફથી પ્રાથમિક શાળાંત પરીક્ષામાં પ્રથમ નંબરે ઉત્તીર્ણ થનાર કુમારી નિર્મળાબહેન કુંવરજીભાઈ પટેલનું સન્માન કરી સ્ટીલનો લોટો તથા પ્યાલા નંગ-૪ આપવામાં આવ્યા હતા.

કન્યા શાળા નં. ૨ ના શિક્ષકગણ અને તેના વર્ગશિક્ષક શ્રી હંસાબહેન કાન્તીલાલ સોની માટે પણ તેમની સારી ઉત્તમ કક્ષાની કામગીરી માટે અભિનંદન પાઠવ્યા હતા.

આ સન્માન સમારંભનું આ પ્રથમ સોપાન છે. અને આ પ્રસંગના આયોજક મે બીટ નિરીક્ષક સાહેબ દ્વારા શ્રી વી. પી. ભટ્ટ સાહેબનો પણ આવા પ્રસંગે બાળકોને પ્રોત્સાહન આપવા બદલ આભાર



realpatidar.com

realpatidar.com

# શ્રી પૂના ટીમ્બર સ્મોલ સ્કેલ ઇન્ડસ્ટ્રીઝ એસોસીએશન

## મહારાષ્ટ્ર ટિંબર લઘુઉદ્યોગ મહાસંઘની સ્થાપના
## શ્રી એન. એમ. નિમાણીની પ્રમુખપદે વરણી

મહારાષ્ટ્રના ઇમારતી લાકડાઓના વ્યાપારીઓની અહિં મળેલ પ્રથમ પરિષદમાં મહારાષ્ટ્ર ટિંબર લઘુઉદ્યોગ મહાસંઘની સ્થાપના કરવાનો એક મતે નિર્ણય કરવામાં આવ્યો જે પરિષદનું આયોજન પુના ટિંબર સ્મોલ સ્કેલ ઇન્ડસ્ટ્રીઝ એસોસીએશનના નેજા હેઠળ કરવામાં આવેલ હતું. જેની અંદર નાગપુર, નાસિક, અમરાવતી, કોલ્હ પુર, મુંબઈ, સોલાપુર સાંગલી, સાતારા, જળગાવ, ધુલિયા, થાણા, યવતમાલ, અચલપુર, અહમદનગર, ઔરંગાબાદ, જાલના, અને મહારાષ્ટ્રના લાકડાંનો વ્યવસાય કરનારા અંદાજે ૧૫૦ થી વધુ પ્રતિનિધિઓ હાજર હતા લઘુઉદ્યોગ મહર્ષિ શ્રી આ રા. ભટ્ટ આ મહાસંઘ સ્થપાયાની જાહેરાત કરી હતી ઇમારતી લાકડાં વધારે પ્રમાણમાં ઉપલબ્ધ કરવા સંશોધન કરવું આ ઉદ્દેશ્યો પુરા કરવા માટે મહાસંઘની સ્થાપના કરવામાં આવી છે. જેનું મુખ્ય કાર્યાલય પુના મુકામે રહેશે.

મહાસંઘની પહેલી સભામાં નીચે પ્રમાણે પદાધિકારીની એકમતે વરણી કરવામાં આવી છે.

| | | |
|---|---|---|
| શ્રી એન. એમ. નિમાણી | પૂના | પ્રમુખ |
| ,, મણીભાઇ પટેલ | મુંબઈ | ઉપપ્રમુખ |
| ,, જી. એમ. અગ્રવાલ | અચલપુર | ઉપપ્રમુખ |
| ,, રતનશીભાઇ એચ. પટેલ | પૂના | જનરલ સેક્રેટરી |
| ,, જયંતિલાલ એસ. તુરકિયા | મુંબઈ | સેક્રેટરી |
| ,, ખેતાભાઇ એન. પટેલ | નાગપુર | સેક્રેટરી |
| ,, એન. કે. ઓસવાલ | પૂના | ખજાનચી |

ઉપરાંત કારોબારીના ૧૮ સભ્યોની વરણી મહારાષ્ટ્રના અન્ય જિલ્લાઓમાંથી કરવામાં આવેલ છે.

રતનસીભાઈ પટેલ
સેક્રેટરી.



realpatidar.com

realpatidar.com

## તખતગઢ (હડમતીયાકંપા) માં ૧૦૦ લાઈનના ઓટોમેટીક ટેલીફોન એક્ષચેન્જનું ઉદ્દઘાટન

તા, ૨૯-૬-'૭૭ ના રોજ તખતગઢ (હડમતીયાકંપા) માં શ્રી વેલજીભાઇ પ્રેમજીભાઇ પટેલ સરપંચ, તખતગઢ ગ્રામ પંચાયતના પ્રમુખસ્થાને શ્રી સી. એમ. નાયી સાહેબે, શ્રી ડી ઈ. ટી. સાહેબ અમદાવાદ સાથે ટેલીફોનથી વાત કરીને તખતગઢમાં ટેલીફોન એક્ષચેન્જનુ ઉદ્દઘાટન કરવામાં આવ્યુ હતું તુરતમાં ૫૫ ટેલિફોન જોડાણો આપવામાં આવ્યાં છે. અને આજુબાજુના કંપાઓના જોડાણોનું કામ પુરજોસમાં ચાલુ છે. આ એક્ષચેન્જ સાથે ૧૦ કંપાઓ અને ૯ જુનાં ગામોને ટેલિફોન જોડાણથી સાંકળી લેવામાં આવશે. ટૂંક સમયમાં કુલ મળીને ૮૧ ટેલિફોન જોડાણો શરૂ થશે નજીકનું ફતેપુરનુ નાનુ એક્ષચેન્જ તખતગઢમાં ફેરવીને અંડરગ્રાઉન્ડ કેબલથી જોડવામાં આવ્યું છે.

તખતગઢમાં એક્ષચેન્જ લાવવા માટે તખતગઢના શ્રી ગણપતલાલ વેલજીભાઇ પટેલે છેલ્લા બે વર્ષથી ભારે જહેમત ઉઠાવી હતી. અને શ્રી ખીમજીભાઇ મુખી શ્રી ચંદુલાલ વી. પટેલ તથા શ્રી વિઠ્ઠલભાઇ કે. પટેલે સહકાર આપ્યો હતો

## તખતગઢ (હડમતીયાકંપા) માં સાબરકાંઠા મધ્યસ્થ સહકારી બેન્કની ૬૧ મી શાખાનું ઉદ્દઘાટન થયું.

તા. ૧૭-૬-'૭૭ ના રોજ તખતગઢના સરપંચ શ્રી વેલજીભાઇ પ્રે. પટેલના પ્રમુખસ્થાને અને સાબરડેરીના ચેરમેન શ્રી ભુરાભાઈ પટેલના વરદ્ હસ્તે તખતગઢમાં સા. કાં. જી. મધ્યસ્થ સહકારી બેન્કની ૬૧ મી શાખાનુ રૂા. ૯૬૧૩૧૫/- ની પ્રાથમીક થાપણોથી ઉદ્દઘાટન કરવામાં આવ્યું અને ૨૫૦ ખાતાઓ ખોલવામાં આવ્યાં હતાં સદરહુ પ્રસંગે સા. કાં. જી. સહકારી બેંકના ચેરમેન શ્રી અંબુકાકાએ હર્ષ વ્યકત કરતાં જણાવ્યું હતું કે આજ સુધીની તમામ શાખાઓના ઉદ્દઘાટન કરતાં આ શાખાના ઉદ્દઘાટન પ્રસંગે જે વધુમા વધુ થાપણો મુકવામાં આવી છે. તે બદલ ગૌરવ લેવામાં આવે છે અને આ બાબતમાં ગામ લોકો અભિનંદનને પાત્ર છે.

આ પ્રસંગે સા. કા. જી. મ. સ. બેન્કના વાઈસ ચેરમેન શ્રી શંકરભાઈ એસ. ટી. ડીવીઝન હિંમતનગરના વિભાગીય નિયામક શ્રી રાઠોડ સાહેબ એસ. ડી. ઓ. ટેલિફોન શ્રી સી. એમ. નાઇ સાહેબે, પ્રાંતિજ તાલુકાના ટી. ડી. ઓ. સાહેબ, લોન સુપ્રિ. શ્રી યશુભાઇ દેશાઇ વગેરે ઉપસ્થિત રહ્યા હતા. અને આજુબાજુના કંપાઓ તથા ગામોની મોટી સંખ્યામાં જનમેદની ઉમટી હતી.

ચંદુલાલ વી. પટેલ પ્રમુખ,
તખતગઢ-સરતાનપુર યુવક મંડળ



realpatidar.com

realpatidar.com

# દાન દાતાઓ જોગ — નમ્ર વિનંતી

સરસ્વતીના ધામ તેમજ સરસ્વતીના ઉપાસકો માટે શ્રી કચ્છ કડવા પાટીદાર સમાજ સંચાલિત 'કચ્છ કડવા પાટીદાર વિદ્યાર્થી ભવન' નખત્રાણા માટે લોખંડના પલંગ નંગ–૩૦ અને લોખંડનું કબાટ નંગ–૧ તેમજ

શેઠ કે. વી. હાઈસ્કૂલ નખત્રાણા માટે– લાઉડ સ્પીકર તેમજ એમ્પ્લીફાયર સેટ ૧ ની જરૂર છે. ઉપરોક્ત વસ્તુઓનું દાન આપવા ઈચ્છતા દાન દાતાઓને નીચેના સરનામે જાણ કરવા નમ્ર વિનંતી.

શ્રી કચ્છ કડવા પાટીદાર વિદ્યાર્થી ભવન
મુ. પો. નખત્રાણા, જિ. કચ્છ.




કૈલાસ ઓટોમોબાઈલ્સ

કૈલાસ

અમારે ત્યાં ટ્રક, ટ્રેકટર તથા કારને લગતા સ્પેરપાર્ટ્સ વ્યાજબી ભાવે મળશે.



પ્રો. મણીલાલ સવગા... પટેલ
ઠે. હાઈસ્કૂલ સામે, ધનસુરા


realpatidar.com

realpatidar.com

આપના ઘરમાં આનંદોલ્લાસમય વાતાવરણ
સર્જવા ટાટાનું અદ્દભુત સર્જન "નેલ્કો"
કંપનીનો રેડાયો મેળવવાનોજ આગ્રહ રાખો.
તેમજ ટેલીવીઝન સેટ મેળવવાનું એક માત્ર

અજોડ સ્થળ

# શકિત
# રેડીયો ઇલેકટ્રોનીકસ

ઠે. ખુટાલવાડા **મોડાસા**
જિ. સાબરકાંઠા



## ઓથોરાઈઝડ ડીલર્સ ઈન : નેલ્કો



પ્રોપ્રાયટર :

પટેલ
જયંતિલાલ માવજીભાઇ
છગનલાલ માવજીભાઈ

રે[illegible], ટ્રાન્ઝીસ્ટર, ટેલીવીઝન, એમ્પ્લીફાયર, રેકોર્ડ તેમજ ટેપરેકોર્ડ
વગેરે સ્પેર પાર્ટસ વેચનાર તેમજ સંતોષકારક રીપેર કરનાર

realpatidar.com

realpatidar.com

॥ શ્રી ગણેશાય નમઃ ॥

# વાલાણી ટાયર્સ

સાયરા રોડ, મોડાસા જિ. સાબરકાંઠા. ફોન: ૬૭૯

આથી મોડાસા તેમજ આજુબાજુના અમારા સ્નેહીમિત્રો, વહેપારી ભાઇઓ તેમજ ગ્રાહકમિત્રોને જણાવતાં આનંદ થાય છે કે આપની જરૂરિયાત મુજબ




- ડનલોપ
- ફાયર સ્ટોન
- ગુડઇયર
- સીયેટ વગેરે
- કંપનીનાં બનાવેલ

## ટાયર – ટયુબ,

દરેક સાઈઝમાં જેમકે ટ્રક, ટ્રેકટર, મોટરકાર, મોટર સાયકલ તથા

● બેલ ગાડાના કમ્પલીટ ટાયર સેટ ●

દરેક સાઇઝની **બેરીંગો ★ એકસલ ★ હબ ★ વીલપ્લેટ**

તેમજ તેને લગતો તમામ સામાન વ્યાજબી ભાવે મેળવવા અમારી ધનસુરા તેમજ મોડાસાની દુકાનોની મુલાકાત લેવા વિનંતી છે

★ ઓથોરાઇઝડ ડીલર્સ ફન :—

- ડનલોપ ઈન્ડિયા લિ. કલકત્તા, ગુડઈયર ઈન્ડિયા લિ. મુંબઈ
- ફાયર સ્ટોન ટાયર એન્ડ રબ્બર કું. ઈન્ડિયા પ્રા. લિ. મુંબઈ.
- સીયેટ ટાયર્સ ઓફ ઈન્ડિયા લિ. મુંબઈ.
- મદ્રાસ રબ્બર ફેકટરી લિ. મદ્રાસ.
- ઈન ચેક ટાયર્સ લિ. કલકત્તા.
- નેશનલ રબ્બર મેન્યુફેકચર્સ લિ. કલકત્તા.

અમારી મુખ્ય દુકાન: **નેશનલ ટાયર્સ**


નં. ૨૭

તલોદ રોડ, **ધનસુરા** જિ. સાબરકાંઠા.

realpatidar.com

realpatidar.com


બહેનોને ઉજાગરા અને મહેનતથી રાહત
આપવા માટે ✻ ઇલેકટ્રીક પાવરથી ચાલતું

# છાસ
બનાવવા માટેનું

# વલોણા યંત્ર



✻ ✻ ✻ વસાવો અને ઘરની શાન વધારો.

વિશિષ્ટતાઓ :—

- ★ આ છાશ બનાવવા માટેનું વલોણાયંત્ર નાની મોટી બે સાઇઝમાં મળે છે.
- ★ ૫ થી ૧૦૦ લીટર સુધીના દહીંની છાસ બનાવવા.
- ★ દેશી વલોણા કરતાં ૧૫ થી ૨૦ ટકા વધુ માખણ મેળવવા.
- ★ આ યંત્રથી ઉનાળામાં પણ માખણ ઓગળી જતું નથી તેનો લાભ લેવા.
- ★ માત્ર નજીવા બળતણ ખર્ચમાં.
- ★ વેચાણ બાદની તમામ સેવાઓ તેમજ યંત્રના સ્પેરપાર્ટસ સહેલાઇથી મેળવવા

બનાવનાર :—

## સ્કવેર એન્જિનીયરીંગ કોર્પોરેશન

ઘાટકોપર મુંબઈ-૮૬

● વધુ માહિતી માટે અમારા સાબરકાંઠા જિલ્લાના અધિકૃત વિક્રેતાનો સંપર્ક સાધો

## ચેતન ફર્ટીલાઈઝર્સ

તલોદ રોડ, ધનસુરા જિ. સાબરકાંઠા


realpatidar.com

realpatidar.com

શ્રી જયઅંબે

# ખેડૂત ભાઇઓને ખુશ ખબર



## સ્પન પાઇપ્સ



ખેતીવાડીની
સમૃદ્ધિ માટે અખૂટ
પાણીની જરૂર છે. વર્તમાન
સંજોગો જોતાં હવે પાણીનો કરકસર
ભર્યો ઉપયોગ કરવો જરૂરી છે. આપને પાણીનો
જે જથ્થો મળે છે તેનો બગાડ થતો અટકાવવો હોય
અને પાણીનું પૂરેપૂરૂ વળતર લેવાની આપની અભિલાષા
હોય તો હમેશાં અમારી—

**શ્રી શક્તિ સ્પન પાઇપ કું.**

**ની**

**પાઇપો વાપરવાનો આગ્રહ રાખો**

અમારે ત્યાં પૂરેપૂરી કાળજીથી જાત દેખરેખ નીચે
પાઈપો બનાવવામાં આવે છે. ભાવ સાથે માલની ગુણવત્તા
જોવાનો પણ આગ્રહ રાખો.



"ગ્રાહકનો સંતોષ એ જ અમારો નફો છે."

**સારી પાઇપો મેળવવા માટે ગુજરાત ભરમાં**

**—: અજોડ સ્થળ :—**

# શ્રી શકિત સ્પન પાઇપ કું.

## વડાગામ જિ. સાબરકાંઠા.

realpatidar.com

realpatidar.com

-: સો મીલ માલીકો માટે ખુશ ખબર :-

# sharpex®



## "શાર્પેક્ષ" બ્રાન્ડ ચેઈન સો મશીન

ચેઈન સો મશીન જે પાવરથી ચાલતા આડિયા તરીકે સર્વ માન્ય છે. જે બે માણસોની સહાયથી આડા વાઢ કાપવા માટે ઘણું અનુકુળ છે. જે સંપૂર્ણ વિદેશી ટેકનીકલ જાણકારી અને વર્ષોના અનુભવ પછી તૈયાર થયેલ છે. જેમાં કાંઈ બગડવાનું કે રીપેર કરવાનું રહેતું નથી.

આપ એક વખત "શાર્પેક્ષ બ્રાન્ડ ચેઈન સો મશીન" વસાવો અને રોકાણથી અનેક ઘણું વળતર મેળવો.

બનાવનાર :-

**શાર્પેક્ષ એન્જીનીયરીંગ વર્કસ**

એલ. ૧૨૯/૧૩૦ જી. આઈ. ડી. સી. એસ્ટેટ.
ઓઢવ (અમદાવાદ) ૩૮૨૪૧૫

* શ્રી ભારત સો મીલ ગીતામંદિર, અમદાવાદ-૨૨
* શકિત એન્જીનીયરીંગ વર્કસ દરિયાપુર ટાવર સામે, અમદાવાદ-૧
* ભારત ટીમ્બર માર્ટ નરોડા રોડ. અમદાવાદ.
* ભારત વુડ વર્કસ ગીતામંદિર, અમદાવાદ-૨૨ નો એન્જીનીયરીંગ વિભાગ

વધુ પુછ પરછ અને માહિતી માટે
મળો યા લખો:

**શ્રી ભારત સો મીલ**

વિભાગ ત્રણની સામે, ગીતામંદિર,
લાટી બજાર, અમદાવાદ-૨૨
ફોન નં. ૫૨૨૫૭ અને ૮૨૨૪૩

realpatidar.com

realpatidar.com

## સમય અને મહેનત બચાવો ✻



## "પોકારનું"

ઇલેક્ટ્રીક પાવરથી ચાલતું

# છાસ

બનાવવા માટેનું

# વલોણા યંત્ર

—તદ્દન આધુનિક તેમજ આકર્ષક મોડેલોમાં વસાવી ઘરની શાન વધારો.

વિક્રેતાઓ :—

| | | |
|---|---|---|
| (૧) મે. આશા ઓટોમોબાઇલ્સ, | વાણીયાવાડ, | ભુજ (કચ્છ) |
| (૨) મે. અંબિકા ફર્ટીલાઇઝર્સ | સ્ટેશન રોડ | ખેડબ્રહ્મા |
| (૩) મે. ભવાની ટ્રેડીંગ કું. | સ્ટેશન રોડ | તલોદ |
| (૪) શ્રી પ્રેમજીભાઇ શામજીભાઇ | દેશાઇપુરા | તા. મોડાસા |
| (૫) મે. અંબિકા ફર્ટીલાઇઝર્સ | તખતગઢ | તા. પ્રાંતિજ |

● ઉત્પાદક : **મે. પોકાર એન્જીનીયરીંગ કોર્પોરેશન**

૮, લલીતા ઇન્ડસ્ટ્રીઅલ એસ્ટેટ
નાગરવેલ હનુમાન રોડ
રખીઆલ
અમદાવાદ-૩૮૦૦૨૩

realpatidar.com

realpatidar.com






ઓફીસ ૯૩
ઘર ૧૫૯

# • પંકજ ફર્ટીલાઇઝર્સ

તલોદ રોડ, **ધનસુરા.**
તા. મોડાસા, જિ. સાબરકાંઠા.
(ગુજરાત)




★ જંતુનાશક દવાઓ
★ રાસાયણીક ખાતર
★ સુધારેલ બીયારણ વગેરેના

છૂટક તેમજ જથ્થાબંધ વેપારી

ડીલર : સેન્ડોઝ (ઇન્ડીયા)
લી. બોમ્બે




ઈયળ, કાતરા
નાશક
**એકાલક્ષ**

* ભારત પેસ્ટીસાઇડઝ ઇન્ડસ્ટ્રીઝ
(પ્રા.) લી., અમદાવાદ.

મોલો. મધીયો
મશી નાશક
**એકાટીન**



realpatidar.com

realpatidar.com

LAXMI

LAXMI

Shree

# LAXMI ENGINEERING WORKS

AMBAWADI, SAIJPUR BOGHA,
NARODA ROAD-AHMEDABAD-2.

બેન્ડ સો એન્ડ ટ્રોલી મશીન તથા તેને લગતા કોઈપણ જાતના
સ્પેર પાર્ટસ માટે અમારો સંપર્ક સાધો.

realpatidar.com

realpatidar.com


પ્રગતિશીલ ખેડૂત ભાઇઓ....

# કીલેક્સ કાર્બારીલ

(બહોળી કાર્યશીલતા ધરાવતું જંતુનાશક)

કિમતી પાક બચાવો
વધુ નફો મેળવો
કાર્યક્ષમ અને અસરકારક
જંતુનાશક
કીલેક્સ કાર્બારીલથી



- પાકને નુકશાન કર્યા વિના વધુ સમય માટે અસરકારક
- અવશેષનું પ્રમાણ નહિવત
- બીજા જંતુનાશકોથી પ્રતિકાર શક્તિ મેળવેલ જીવાતના નાશ માટે ઉપયોગી
- મનુષ્ય તથા અન્ય પ્રાણીઓ માટે પ્રમાણમાં સલામત અને ઓછું ઝેરી




**પૌષક લિમિટેડ**
(સબ. ઑફ એલેમ્બિક કેમિકલ વર્કસ કું.લી.)
એલેમ્બિક રોડ, વડોદરા ૩૯૦૦૦૩.

Paushak પૌષક કિસાનોની આબાદી માટે

સ્ટોકીસ્ટ :—

★ મે. ઘનશ્યામ ફર્ટીલાઈઝર, ગાબટ રોડ, બાયડ.
★ મે. ક્રિશાન ટ્રેડર્સ., એસ. ટી. ડેપો પાસે, મોડાસા.
★ મે. પટેલ ફર્ટીલાઈઝર ટ્રે. કું. સ્ટેશન રોડ, હિંમતનગર.
★ મે. અમર ફર્ટીલાઈઝર, સહકારી સંઘ સામે, ઈડર.


realpatidar.com

realpatidar.com

JAGRUTI AUGUST '77 Reg. No. GHMR/3

રવાના :
જાગૃતિ કાર્યાલય
પટેલવાડી, તલોદ રોડ
ધનસુરા જિ. સાબરકાંઠા

પ્રકાશક :
શ્રી. વિશ્રામભાઈ એન. પટેલ
શ્રી કચ્છ કડવા પાટીદાર સનાતન સમાજ
યુવક મંડળ (ગુજરાત)
"જાગૃતિ કાર્યાલય"
પટેલવાડી, તલોદ રોડ,
ધનસુરા, જિ. સાબરકાંઠા.

Book-Post

To,

25 K. D. Patel & Co.
87, Diamond Harbour Road
(Behala) Calcutta-38

ભારત INDIA

મુદ્રક :
શ્રી કાન્તિભાઈ કે. પટેલ
અનુપમ પ્રિન્ટિંગ પ્રેસ
હાઈસ્કૂલ સામે, તલોદ રોડ,
ધનસુરા, જિ. સાબરકાંઠા.

realpatidar.com